JINA BHARATI's Spiritual Presentation

मंगलमय महावीर

MANGALMAYA MAHAVEER

महावीर चेतना

મંગલમય મહાવીર

# मंगलमय महावीर

# MANGALMAYA MAHAVEER

श्रीमती सुमित्रा प्र. टोलिया
कु. पारूल प्र. टोलिया
कु. किन्नरी प्र. टोलिया
कु. शिंवागिनी, कु. आरती, व.भा. कलावृंद

SMT. SUMITRA P. TOLIYA, KUM. PARUL TOLIYA,
KUM. KINNARI P. TOLIYA
KUM. SHIVANGINI, KUM. ARATI, V.B. CHOIR

Copyright Producers :
VARDHAMAN BHARATI - JINA BHARATI

"Parul", 1580, Kumaraswamy Lyt. Bangalore-78
(M) 098450 06542
E-mail : pratapkumartoliya@gmail.com

1580, Kumarswamy Layout, BANGALORE-560078.
Ph: 080-26667882 / 09611231580 / Email: pratapkumartoliya@gmail.com



# महावीर कथा



हिन्दी (विशद : 6 घंटे) गुजराती (90min)

# MAHAVIRA KATHA





Prof. PRATAPKUMAR J. TOLIYA
Smt. SUMITRA P. TOLIYA

महावीर दर्शन : महाजीवन कथा : रिकार्ड-सीडी : मंचन

*M A H A V I R A   D A R A H A N*

Abridged life & Message of Bhagawan
MAHAVIRA

GUJARATI----H I N D I----ENGLISH

HINDI (L.P.Disc:1975 :International : Grand Stage Concert:2001) LP : CD : Verses, hymns, Lyrics : Jain Scriptures,Srimad Rajchandraji,Sri Shantilal B.Shah.Script, Commentary, Spoken Word, Music Composition & Principal Singing :Prof.PRATAPKUMAR J.TOLIYA. Accompanying Leading Voice:(Singing):Smt.PAURAVI G.DESAI,B'bay (Commentary):Smt.KAILAS P.SANGANI(A.I.R.,B'bay).MUSIC DIRECTION: Shri NAVIN SHAH & PROF.PRATAPKUMAR J.TOLIYA.

GRAND STAGE CONCERTS : CALCUTTA (2001) ; overall Singing,commenting & Presentation: PROF.PRATAPKUMAR J.TOLIYA,Smt.SUMIYRA TOLIYA & A Galaxy of 25 Young Jain Voices of Calcutta & Bengal Musicians. ABROAD USA & INDIA (2002 to 2009 varied).MUMBAI(2010): Overall Singing, Commenting & Presentation:PROF.PRATAPKUMAR J.TOLIYA,Smt. SUMITRA TOLIYA, & Prominent Chorus Voices & Seasoned Music Accompanists lead by Celebrated Musician Violinist Sri BHARAT SHANTILAL SHAH ( Extended 6 Hours'--3 Days' Presentation.)

ENGLISH (C.D. :1985) Above Hindi L.P.-C.D. With same Music & Songs retained in Hindi, while Entire Commentary transformed into Chaste English By Late Scholarly Daughter Kum.PARUL P.TOLIYA with Recorded Spoken Words in Her Melodious Tranquil Voice along with her talented sisters Dr.Kum.VANDANA TOLIYA, Kum.FALGUNI TOLIYA & Prof.P.TOLIYA. C.D.Widely acclaimed internationally along with a few scatterd Stage Concerts during 1985 and 2001.

GUJARATI (Stage Concerts 2001 :BORDI-Dahanu, RAJKOT-S.R.GyanMandir, AMRELI : Series of performances during Mahavira Jayanti,April'11) Gujarati Version By Smt.SUMITRA P.TOLIYA. Overall Presentation By Prof.PRATAPKUMAR J.TOLIYA & Smt.SUMITRA P.TOLIYA accompanied By Smts Dhanlakshmiben & Poornimaben at Bordi & Celebrated Parekh Sisters at Rajkot with seasoned Accompanists.

NOW OPEN FOR PRESENTATIONS AT ALL PLACES EVERYWHERE IN ALL THREE LANGUAGES. Also Onway Multilingual Versions in Kannada , Bengali.



*************************************************************
(All Languages CDs Available)
*************************************************************

MAHAVIRA-IN THE EYES OF VEDIC SCRIPTURES :

"Ye worship Lord Mahavira, who is an ATITHI (Ascetic) adorable, fasted for months and suffered the hardships of being naked, so that the three ignorance of SAMASYA(scepticism), VIPARYAYA(wrong knowledge) and ANADHYAVASAYA(indifference) and the MADAS(intoxi--cants)of wealth power and knowledge may not arise."

--"YAJURVEDA" : XXX, 14.

*************************************************************

JINABHARATI :VBIF : 1580,Kumarswamy Layout, BANGALORE - 560078.
E-mail : pratapkumartoliya@gmail.com (Ph:(M) 9611231580/9845006542

"JINA - BHARATI"
Vardhaman Bharati International Foundation
Prabhat Complex, K.G. Road, Bangalore - 560 009
1580, Kumaraswamy Layout, Bangalore - 560 078
(Phone 080-22251552, 26667882)

• 'जे एगं जाणइ से सव्वं जाणइ' • જેણે આત્મા જાણ્યો તેણે સર્વ જાણ્યું •

# महावीर दर्शन : MAHAVEER DARSHAN

MAGNIFICENT THRILLING, SUBLIMING LIFE STORY & SOUL-BASED MESSAGE

પ્રભુ જીવનની રોમાંચક, ઊર્ધ્વગામિની, આત્મ-કેન્દ્રિત, સર્વકલ્યાણકર, મહાનિર્જરા પ્રદાતા

(ધ્યાન-સંગીતમય આત્મ-ધ્યાનયુક્ત સમગ્ર દર્શન) **મહાજીવન કથા** (ભક્તિયોગ (ચરણકરણાનુયોગ), કથાનુયોગ, દ્રવ્યાનુયોગ (દર્શનચિંતન-ગણધરવાદ-આત્મસિદ્ધિ)

(પરમગુરુ-આજ્ઞા, અનુગ્રહ પ્રેરિત, ૨૫ વર્ષોના દેશ-વિદેશના કલ્પસૂત્ર-પર્યુષણ પ્રવચન-સત્રો, પ્રભુચરિત્ર ગ્રંથો, સ્વયં ધ્યાન-ચિંતનો-અધ્યયનો પર આધારિત)

પ્રધાન આધાર : યુગપ્રધાન શ્રુતકેવલી આચાર્યશ્રી ભદ્રબાહુનું 'કલ્પસૂત્ર'
પ્રત્યક્ષ-પરોક્ષ દૃષ્ટિ-પ્રદાન : પરમકૃપાળુદેવ શ્રીમદ્ રાજચંદ્રજીનાં 'વચનામૃત' આદિ, યો.યુ. શ્રી સહજાનંદઘનજી ભદ્રમુનિના કલ્પસૂત્ર-પ્રવચન અને પ્રત્યક્ષ સમાગમ, પ્રજ્ઞાચક્ષુ ડો. પં. શ્રી સુખલાલજીનાં 'દર્શન-અને-ચિંતન' લેખાદિ + પ્રત્યક્ષ વિમર્શ, અન્ય અનેક સંતો, વિદ્વજ્જનો સાથેની અનુચિંતનાઓ અને વિવિધ પરિસંવાદો.

પ્રથમ નિર્માણ : 'મહાવીર દર્શન' હિન્દી રેકર્ડ : ૨૫૦૦મો ભ. મહાવીર નિર્વાણોત્સવ.
પ્રથમ અભૂતપૂર્વ વિશાળ મંચ પ્રસ્તુતિકરણ : ૨૬૦૦મો ભ. મહાવીર જન્મોત્સવ, કલકત્તા
દેશ વિદેશની અનેક સ્થાનોની પ્રસ્તુતિઓ પછી વિસ્તૃત રજૂઆત : 'ચિંતન', મુંબઈ ૨૦૧૦.
(મૂળ હિન્દી, અંગ્રેજી પ્રસ્તુતિઓ પછી હવે માતૃભાષા ગુજરાતીમાં વિશિષ્ટ રજૂઆત)
(વિસ્તૃત અવધિ ૭ કલાક, સંક્ષિપ્ત ૨ કલાક)

---

• પરિકલ્પના •

પદો, ગીતો : શ્રીમદ્ રાજચંદ્રજી, મહાયોગી આનંદઘનજી, યો.યુ. સહજાનંદઘનજી, ઉપા. અમરમુનિ, સ્વયં અને વિશેષતઃ શ્રી શાંતિલાલ શાહ.

આલેખન : સંપાદન : સંકલન

પ્રા. પ્રતાપકુમાર જમનાદાસ ટોલિયા

ગુજરાતી અનુવાદ : શ્રીમતી સુમિત્રા પ્ર. ટોલિયા. અંગ્રેજી : સ્વ. કુ. પારુલ ટોલિયા

એલ.પી. + સી.ડી. રેકર્ડો સહ સ્વાધિકાર નિર્માતા-પ્રસ્તોતા-પ્રકાશક : 'જિનભારતી', બેંગલોર

Vardhaman Bharati Intl. Fn; Prabhat Complex, K.G. Rd; BANGALORE-560009.
સંપર્કસૂત્ર : Ph. 080-26667882/ [illegible] /9611231580. E-mail: pratapkumartoliya@gmail.com

મહાવીર દર્શન મહાજીવન કથા

## ~અતીતના અંતર્લોકમાં અંતર્યાત્રા : જન્માંતરોની પેલે પાર! ~પરમકૃપાળુની આજ્ઞાપૂર્વક (ધ્યાનસંગીત સહ)

**વેદનાનાં વેણ—** (પૂર્વદર્શન કરતાં) વ્યથિત હૈયે કહેલું, વર્તમાનના વિપરીત, વિશૃંખલિત વીરશાસનનું અંતર વલોવતું વાસ્તવ ચિત્રણ !!

**પૂર્વભૂમિકા**

*વીતરાગઆજ્ઞાવિહીન મત મતાંતર*

• " અત્યારે વીતરાગ દેવને નામે જૈનદર્શનમાં એટલા બધા મત ચાલે છે કે તે મત, તે મતરૂપ છે, પણ સતરૂપ જ્યાંસુધી વીતરાગ દેવની આજ્ઞાનું અવલંબન કરી પ્રવર્તતા ન હોય ત્યાં સુધી કહી શકાય નહીં.

" એ મતપ્રવર્તનમાં મુખ્ય કારણો મને આટલાં સંભવે છે : (૧) પોતાની શિથિલતાને લીધે કેટલાક પુરુષોએ નિર્ગ્રંથદશાનું પ્રાધાન્ય(તા) ઘટાડ્યું હોય. (૨) પરસ્પર બે આચાર્યોનો વાદવિવાદ. (૩) મોહનીય કર્મનો ઉદય અને તે રૂપે પ્રવર્તન થઈ જવું (૪) આગ્રહ પછી તે વાતનો માર્ગ મળતો હોય તો પણ દુર્લભબોધિતાને લીધે ન ગ્રહવો. (૫) મતિની ન્યૂનતા (૬) જેના પર રાગ તેના છંદમાં પ્રવર્તન કરનારાં ઘણાં મનુષ્યો. (૭) દુઃસમ કાળ અને (૮) શાસ્ત્રજ્ઞાનનું ઘટી જવું.

× × × × × × × ×

" ....અને વીતરાગની આજ્ઞામાં જેણે પોતાનો આત્મા સમર્પ્યો છે તેવા પણ તે આંગળીએ ગણી લઈએ તેટલા હશે! બાકી તો દર્શનની દશા જોઈ કરુણા ઊપજે તેવું છે "

(શ્રીમદ્ રાજચંદ્ર વચનામૃત ૪૦/(૧૦૧))

*તત્ત્વાવબોધ જ્ઞાનવર્ધા*

• " મહાવીર ભગવંતના શાસનમાં બહુ મતમતાંતર પડી ગયા છે, તેનું મુખ્ય આ એક કારણ પણ છે કે તત્ત્વજ્ઞાન ભણીથી ઉપાસક વર્ગનું લક્ષ્ય ગયું. માત્ર ક્રિયાભાવ(ક્રિયા) પર રાચતા રહ્યા; જેનું પરિણામ દૃષ્ટિગોચર છે. વર્તમાન શોધમાં આવેલી પૃથ્વીની વસતિ લગભગ દોઢ અબજની ગણાઈ છે તેમાં સર્વ ગચ્છની મળીને જૈનપ્રજા માત્ર વીશ લાખ છે. એ પ્રજા તે શ્રમણોપાસક છે. એમાંથી હું ધારું છું કે નવ તત્ત્વને પઠનરૂપે બે હજાર પુરુષો પણ માંડ જાણતા હશે! જ્યારે આવી પતિત સ્થિતિ તત્ત્વજ્ઞાન સંબંધી થઈ ગઈ છે ત્યારે જ મતમતાંતર વધી પડ્યા છે. એક લૌકિક કથન છે કે 'સો શાણે એક મત' તેમ અનેક તત્ત્વવિચારક પુરુષોના મતમાં ભિન્નતા બહુધા આવતી નથી."

(શ્રીમદ્ રાજચંદ્ર વચનામૃત શિક્ષાપાઠ ૮૭)(૧૦૮)

*એક મહાન સમાજ-સ્થાપનાની અગત્યતા* / *આવશ્યકતા*

• "...××× પરંતુ સર્વજ્ઞ ભગવાનનું કહેલું ગુપ્ત તત્ત્વ પ્રમાદસ્થિતિમાં આવી પડ્યું છે, તેને પ્રકાશિત કરવા તથા પૂર્વાચાર્યોનાં ગૂંથેલાં મહાન શાસ્ત્રો એકત્ર કરવા, પડેલા ગચ્છના મતમતાંતરને ટાળવા તેમજ ધર્મવિદ્યાને પ્રફુલ્લિત કરવા એક મહાન સમાજ સદાચરણી શ્રીમંત અને ધીમંત બન્નેએ મળીને સ્થાપન કરવાની આવશ્યકતા છે એમ દર્શાવું છું. પવિત્ર સ્યાદ્વાદમતનું ઢંકાયેલું તત્ત્વ પ્રસિદ્ધિમાં આણવા જ્યાં સુધી પ્રયોજન નથી, ત્યાં સુધી શાસનની ઉન્નતિ પણ નથી. લક્ષ્મી, કીર્તિ અને અધિકાર સંસારી કળાકૌશલ્યથી મળે છે, પરંતુ આ ધર્મકળાકૌશલ્યથી તો સર્વ સિદ્ધિ સાંપડશે! મહાન સમાજના અંતર્ગત ઉપસમાજ સ્થાપવા. મતમતાંતર તજી, વાડામાં બેસી રહેવા કરતાં એમ કરવું ઉચિત છે."

(વિશદ અનુસંધાન ··· → ૭૭ →)

મહાવીરદર્શન મહાજીવન કથા | ~ અતીતના અંતર્લોકમાં અંતર્યાત્રા : જન્માંતરોની પેલે પાર ! ~ પરમકૃપાળુની આંગળીએ (ધ્યાનસંગીત સહ)

પૂર્વભૂમિકા

(·પૂર્વદર્શન·)

– આવી પરમકરુણા અને અંતર્વેદના ભરેલા એ યુગદૃષ્ટા સત્પુરુષની આંગળી ઝાલીને અંતર અવગાહન કરતાં, વીરશાસનની પૂર્વોક્ત સર્વ વિશૃંખલતાઓ ને વર્તમાનની વિકરાળતાઓ વટાવીને, યુગયુગોથી વિસ્મૃત અને સાગરતળે લુપ્ત એ આત્મધ્યાનમય વીરમંદિરને શોધવા, નિહાળવા, માણવા ને ભેટવા આપણે તેમની સંગે ચાલીશું...... અને અંતે પહોંચીશું એ મહામંદિરમાં વિરાજેલા પરમપુરુષ પ્રભુ મહાવીરના એ મહાજીવનના દર્શનમાં, આત્મ-દર્શનમાં, મહાવીરદર્શનમાં!

પણ પળભર થોભો !

ત્યાં પહોંચવા માટેના પ્રસ્થાન પૂર્વે સુદૂરથી સંભળાઈ રહી છે એક અનોખી સત્યકથા .....

એ સત્યકથા આપણને પ્રથમ લઈ જાય છે એક નિરાળી સૃષ્ટિમાં :~

"હજારો વર્ષ પુરાણી વાત છે. કહે છે કે પરમાત્માનું એ મંદિર ઊંડા સાગરમાં ડૂબી ગયું હતું અને ન જાણે કેટલાં વર્ષો સુધી એ મંદિર ત્યાં સમુદ્રમાં ઊંડે ડૂબેલું જ રહ્યું .....

" હું મારા પંચ પ્રમાદોની મહાનિદ્રામાં આરામથી સૂતો હતો, ત્યારે મને શો અદ્ભુત એ અવઘંટનાદ! પરમાત્માના એ મંદિરના શિખરો પરની ઘંટડીઓનો અવાજ સંભળાયો .....હું ચોંક્યો, જાગી ઊઠીને ચાલી પડ્યો એ જાદુભરેલા, આકર્ષણભરેલા, માધુર્યમીઠાશભરેલા અવાજ ભણી અને એ સંગીતમય સૂરસથવારે સાગરકિનારે પહોંચ્યો તો જોયું કે ત્યાં પ્રથમથી જ હજારો લોકો બીજા પણ ઊભેલાં છે... તેઓ પણ સમુદ્રભીતરથી આવી રહેલ આ મધુરિમ સ્વર ભણી જવા ઇચ્છતા હતા, પણ એ સૌ ડરી રહ્યાં હતા : "સાગરની યાત્રા ખતરાઓથી-ભયોથી ભરેલી છે... ક્યાંક ડૂબી જવાશે તો?" – આવી અકર્મણ્ય આશંકા સાથે, ભયગ્રસ્તતાથી સંશયાત્મા બનીને આ હજારો લોકો હજારો વર્ષોથી ત્યાં ઊભા હતા.... શા માટે? પેલા અવાજમાં, એ મધુરિમ સ્વરના શ્રવણમાં, જેવો કોઈ જાદુ હતો ! એ જાણે સાદ પાડી નિમંત્રી રહ્યો હતો:

"પાના હો તો ચલ ગહરાઈ મેં... સાહિલ કે લિયે બેતાબ ન હો ....!"

એ અંતઘંટનાદનો, | "મેં તો / એ સંગીતના સાદનો પડકાર ઝીલી લીધો... ત્વરિત થઈને મેં કિનારા પર લંગારાયેલી નૌકાનું લંગર ખોલ્યું ....તેમાં છલાંગ મારી અને નૌકા હવા તથા પાણી સાથે વાતો કરવા લાગી... નૌકા આગળ ચાલી — સતત, સુદૂર, ખૂબ ઊંડાણ સુધી.... પેલા અગમ્ય અવાજને સાંભળતો જેમ જેમ એ ઊંડાણે આગળ વધ્યો કે...

...આ શું ?... એ અવાજ સંભળાતો અચાનક બંધ થઈ ગયો...! હું ગભરાઈ ગયો

જે ઘંટનાદની | ભયભીત થઈ ગયો...! જે સંગીતની શોધમાં, જે અવાજના આકર્ષણમાં હું આટલે દૂર ચાલ્યો આવ્યો હતો, ત્યાં તો નિપટ અંધારું છવાઈ ગયું છે ! ન કોઈ

મહાવીર દર્શન મહાજીવન કથા

## ~ અતીતના અંતર્લોકમાં અંતર્યાત્રા : જન્માંતરોની પેલે પાર ! ~ પરમકૃપાળુની આંગળીએ (ધ્યાન સંગીત સહ)

પૂર્વભૂમિકા

(. પૂર્વધ્વનિ .)

અવાજ છે, ન કોઈ ટાપુ છે, ન કોઈ સંગીત ....!!.... પરંતુ હું એટલો દૂર નીકળી ગયો હતો કે પાછા ફરવાનો કોઈ માર્ગ બચ્યો નહીં — સાત સમુંદરની વચ્ચે માણસ ચાલ્યો જાય પછી શી રીતે ખબર પડે કે એ ક્યાંથી આવ્યો હતો અને એણે ક્યાં જવાનું છે.?

નિઃશબ્દ શૂન્યતામાં થોડી ક્ષણો વીતી.....

પણ પછી ધીમે ધીમે સાગરના અતલ ઊંડાણેથી એક જુદો જ ઘનગંભીર મહાઘોષ સંભળાવા લાગ્યો, જે એ વિસ્મૃત મહામંદિરના સૃષ્ટા મહામાનવનો હતો:—

"હું કોણ છું ? ક્યાંથી આવ્યો ? .... પૂર્વ દિશામાંથી, પશ્ચિમ દિશામાંથી, ઊર્ધ્વ દિશામાંથી, અધોલોકસૃષ્ટિમાંથી ?...ક્યાંથી ?.... મારું સાચું, સાચુકું સ્વરૂપ શું ?" (આચારાંગ સૂત્ર)

— અને એ મહામાનવના એ મહાઘોષનો પ્રતિઘોષ પાડી રહ્યો હતો — તેનો પેલો સજગ, સુગુપ્ત, પૂર્વનો લઘુશિષ્ય અંતેવાસી :—

"હું કોણ છું ? ક્યાંથી થયો ? શું સ્વરૂપ છે મારું ખરું ?
કોના સંબંધી વળગણા છે ? રાખું કે એ પરિહરું... ?" (શ્રીમદ્ : બહુ પુણ્ય...)

"मैं कौन हूँ ? आया कहाँ से ? क्या स्वरूप है मेरा सही ?.. (आत्मखोज)
कौन देश से आये मुसाफिर ? कौन देश है जाना ?
भूल गया क्या राह में आकर, चाहे किसको पाना ? कौन देश है जाना ?"
(ધ્યાનસંગીત)

— ધીરે ધીરે વિસ્તરતા જતા આ મહાઘોષ–પ્રતિઘોષોએ મને હચમચાવી મૂક્યો.....

એના ઉદ્ગમના સ્રોતને, મૂળને શોધવા જવાની ઉત્કંઠા જાગી, તેને આત્મસાત્ કરીને જ જંપવાનો મહાસંકલ્પ ઊઠ્યો :—

"बैठे हैं / आये हैं तेरे दर पे, तो कुछ करके उठेंगे ।
या वस्ल ही हो जायगा, या मरके उठेंगे ॥" (સ્વામી રામતીર્થ)

— અને 'કરેંગે યા મરેંગે'ની સંકલ્પનાએ, આ દ્વાર ખખડાવવાની જિજ્ઞાસાએ પરમગુરુના કૃપાનુગ્રહને ઢંઢોળ્યો, ઢંઢોળાવ્યો ને પમાડ્યો ! 'Knock ! and the doors will be thrown open unto you !'

— ને ખોલી દીધાં બંધ દ્વાર, બંધ કમાડ, યુગયુગો-ભવભવોથી બંધ રહેલા અંતર્દષ્ટિ- અંતર્લોકનાં મહાદ્વાર.....

એ અદ્ભુત આનંદ-દ્વારને : અંતર્ધ્યાનનાં દ્વારને ખોલતા એક ટાપુ પર પરમગુરુના એ કૃપાનુગ્રહે મને લાવી મૂક્યો...

એ અજ્ઞાત, અજાણ્યા ટાપુ પર પગ મૂકતાં જ અનુભવી પરમ શાંતિ,

મહાવીરદર્શન મહાજીવન કથા

## ~ અતીતના અંતર્લોકમાં અંતર્યાત્રા : જન્માંતરોની પેલે પાર ! ~ પરમકૃપાળુની આંગળીએ... (દર્શનસંગીત સહ)

પૂર્વભૂમિકા

(પૂર્વદર્શન)

પરમ સમાધિ, પરમ આનંદધારા ! એ અપૂર્વ હતી - પૂર્વે કદીય, ક્યારેય, ક્યાંય નહીં અનુભવેલી ..... ("જાગી શાંતિ અપૂર્વ રે............")

એ શાંતિ-સમાધિમાંથી ધીમે ધીમે પુનઃ ઊઠવા લાગ્યો પેલો બંધ પડી ગયેલો અને મને અજ્ઞાતની શોધમાં દોરી જઈ રહેલો અવાજ .... વીરના અંતર્લોકના મહામંદિરની સુરીલી ઘંટડીઓનો મધુરિમ સંગીત-ધ્વનિ-સ્વર .......

પરમાનુગ્રહે મને દોરી રહ્યો, ધકેલતો રહ્યો એ મધુર-બહિર્નાદના પછી અંતર્નાદ ને અનાહત નાદ ભણી .... અને ...... અને .......

એક ધન્ય દિને નિહાળ્યું કે પરમાત્માનું એ વિસ્મૃત, જળનિમગ્ન, અંતર્લોકનું મહા-મંદિર હવે જળના, સાગરતળના ઊંડાણેથી ધીરે ધીરે ઉપર ઊઠી રહ્યું છે.... .... અને ઉપર ખેંચી રહ્યા - ઉઠાવી-ઉદ્ધારી રહ્યાં છે પેલા પ્રકાશપુરુષ, યુગ-દૃષ્ટા પરમગુરુ.....

મંદિર પૂરું ને પૂરું ઉપર ઊઠતું સાક્ષાત્ થઈ ગયું, તેમાંથી સદાસતત પ્રતિધ્વનિત થતો ઊઠી રહ્યો હતો પેલો સંગીતમય સુમધુર મહાઘોષ :—

"હું કોણ છું ? ક્યાંથી થયો ? શું સ્વરૂપ છે મારું ખરું ?"

— આ મહાઘોષનું શ્રવણ હચમચાવી રહ્યું છે, ઢંઢોળી રહ્યું છે, ઝંકૃત કરી રહ્યું છે મારા સમગ્ર અંતરસ્વરૂપના પ્રત્યેક અણુ-રેણુ-પરમાણુને !

આ અભિનવ, પૂર્વે અદૃષ્ટ, અલૌકિક નૂરભર્યા મંદિરનું મહાદર્શન આનંદથી ભરી રહ્યું છે મારા સારાયે અસ્તિત્વને.... અને એ અંતર્લોકના ઊંડાણમાં હું પામી રહ્યો છું —

"जिन खोजा तिन पाईया, गहरे पानी पैठ ।
मैं बौरी ढूंढन चली और रही किनारे बैठ ।" (કબીર)

કિનારે ઊભેલા પેલા હજારો હજાર સંશયાત્મા લોકોને મારાથી કહેવાઈ ગયું, નિમંત્રણ અપાઈ ગયું આ પરમ આનંદના અનુભવની મસ્તીમાં —

"सीप किनारे चमकीले हैं, चुनकर क्यों पछताना ?
यदि तू चाहे मोती लेने, गहरे पानी आना, कौन दूर है जाना ?"

આ ગહનજળનો સાગર - આનંદ સાગર — સ્વયંના જ ઊંડાણેથી પ્રગટેલો - જાગેલો આત્મસાગર દર્શાવ્યો હતો — પ્રકાશપુરુષ પરમગુરુએ : પ્રભુવીરના જ શ્રીમુખેથી જીવનરહસ્યો સુણી આવેલ એવા તેમના એ લઘુતાભર્યા લઘુશિષ્યે અને આ કાળના સમગ્રતાભરેલા મહાવીરજીવનદર્શનના દૃષ્ટા શ્રીમદ્ રાજચંદ્રજીએ.

~ તેમના એ દિવ્ય અંતર્દર્શનના પ્રકાશમાં આપણે પ્રવેશ કરીશું મહાવીર જીવનના મહાદર્શનમાં, મહાવીર દર્શનમાં, તેમનો એ સાદ સાંભળી આપણા શુદ્ધ સિદ્ધ સ્વરૂપને જગાવતા : "સર્વ જીવ છે સિદ્ધ સમ, જે સમજે તે થાય... નિમિત્તોપાદાન !!"

## મહાવીરદર્શન મહાજીવન : મહાવીરના મહાજીવનના અંતર્લોકમાં આત્મ-યાત્રા :

પરમ કૃપાળુની આંગળીએ. (ધ્યાનસંગીત સહ)

૬૧

પૂર્વભૂમિકા (સમાપન)

એ સદ્‌ગુરુઆજ્ઞાપૂર્વક આપણે 'જિનદશા'નું, મહાવીરજીવનદર્શન દ્વારા, દર્શન કરવા અને આપણી નિજદશાને તેમાં જગાડવા, આ ધ્યાનલોકની અંતર્યાત્રા કરીશું 'મહાવીર દર્શન'ની– સર્વકાંઈ, સમગ્રપણે વિસ્મૃત કરીને, અનન્યભાવે જિનચરણે – સદ્‌ગુરુ ચરણે સંપૂર્ણ સમર્પણ કરીને :

- "अन्यथा शरणं नास्ति त्वमेकं शरणं मम। तस्मात् कारुण्यभावेन रक्ष रक्ष जिनेश्वर!"
- "अनन्य आत्मशरणप्रदा सद्‌गुरु राज विदेह, पराभक्ति वश चरण में धरूं आत्मबलि एह॥"

જિનશરણ – સદ્‌ગુરુશરણ અને આત્મ-સ્મરણ : જેનો જિનાજ્ઞા આધાર છે –

- "जे एगं जाणइ, से सव्वं जाणइ.... જેણે આત્મા જાણ્યો, તેણે સર્વ જાણ્યું"

તો જિનદર્શનમાં આ નિજદર્શન કરવા, 'મહાવીર દર્શન'માં આ આત્મ-દર્શન કરવા
– આ આત્માને જાણવા – પોતાથી જ પોતાને ઓળખવા – પામવા....
– ક્રિયાજડતા ને શુષ્કજ્ઞાનના બંને એકાંગી એકાંતિક કિનારા છોડીને, બંનેની મધ્યની ભાવધારા, ધ્યાનધારામાં વહીને : અનુભૂતિધારા, પ્રતીતિધારા, લક્ષ્યધારાને પકડીને આપણે પહોંચવું છે –
– પેલા અસંગ, એકાકી ટાપુ પર.....
– એ વિસરાયેલા ટાપુ પરના, વિસરાઈ ગયેલા - ખોવાઈ ગયેલા વીરમંદિરના – અંતરમંદિરના બંધદ્વાર આપણે ખખડાવવા ને ખોલવા છે.....
– જુઓ ! પરમપુરુષનો પેલો પરમાનુગ્રહ ભરેલો પ્રકાશ આપણને દોરવા ત્યાં પથરાઈ રહ્યો છે.....
– સુણો ! એ પરમપુરુષનો અંતર્ઘોષ અને એ અગમ-મંદિરની ઘંટડીઓનો નાદ આપણને નિમંત્રી રહ્યો છે... ત્યાં ખેંચી રહ્યો છે....
– એ અંતર-મંદિર...! એ દિવ્ય પ્રકાશ....!! એ અંતર્નાદ – અનહદ નાદ – હદની પેલે પારનો નાદ.... આહતોની બહારનો અનાહત નાદ...!!! જેનો પુનઃ પુનઃ ઘોષ-પ્રતિઘોષ ઊઠી રહ્યો છે પળે પળે "जे एगं जाणइ से सव्वं जाणइ...!"
– આપણા આ ખોવાયેલા 'એક'ને, ભુલાયેલા 'આતમરામ'ને શોધવા ને ભેટવા, પરમાત્મા મહાવીરના અંતર્દર્શનમાં પોતાનું જ અનંત ઐશ્વર્યભર્યું આત્મસ્વરૂપ નિહાળવા, પોતે જ પોતાનો સંગ માણવા, પરમપુરુષના પ્રકાશ અને નાદની આંગળી પકડીને એને પોતાનામાં જ પામવા ને સર્વ પરમાંય એને જોવા, 'જાણભેદુ' એ પરમ પ્રભુ જેમ નિજમાં ને બીજામાં એને નીરખવા, ઘડીભર કાયાના, મનના, વચનના કોચલાથી એને જેલમુક્ત કરી, અંતર્મૌનમાં લાવી આપણે આ સ્થૂલ દેહ અને સ્થૂલ ભવનને છોડીને (આપણે) પ્રવેશીશું સુદૂર અતીતના મહાવીરના મહાજીવનના દર્શનમાં.....વર્તમાનની પેલે પારના પુરાણપુરુષના એ પાવન કાળમાં! 'જે એકને – આત્માને જાણે છે, તે નિજ-પર સર્વમાં – સામામાં પોતાને જ દેખે – સર્વાત્મમાં સમદૃષ્ટિ ઘો' આ વચનને હૃદયે ભજે છે તે પોતાનું જ દર્શન કરે છે આ મહાવીરદર્શનમાં

(અંતર્યાત્રા સંદર્ભ : શ્રીમદ્-દર્શન અનુમોદક 'મારા સૌભાગ્ય મિલ ગયા' મુનિશ્રી ચન્દ્રપ્રભ, જોધપુર.)
(પુનર્લેખન ૮-૨-૧૧ બેંગલોર)

॥ महावीरस्वामी नयनपथगामी भवतु मे ॥